# ગરબાવળી

કર્તા દલપતરામ ડાહ્યાભાઈ

ની બનાવેલી

સોખીલા વાંચનારાઓને વાસ્તે

૧૯૧૨



## અમદાવાદમા

માણેકચોક નજીક કાગદીઓળમાં ખોટા

દોરના મકાનમાં અમદાવાદ

વીકટોરીયા પ્રેસમાં.

ગજનલાલ ઊમેદચંદે છાપી

પ્રસિદ્ધ કરી.

૧૯૩૯ સને ૧૮૮૩

કિંમત રૂ. ૦—૪—૦

# અનુક્રમણીકા.

ગરબી.



૧૯૧૨

# ગરબાવળી.

## ચાલ વિશે ગરબી

ચાલો તમે ચાલ ઘણી રૂડી;
મુકી દઈ વાણી હોય ભુંડી. ચાલો૦ ૧
રમવું તો કન્યાની સાથે,
કે કજીઓ નહી આવે માથે. ચાલો૦ ૨
વસ્ત્ર વગરનાં નહી ફરીએ;
મા બાપનું બોલ્યું મન ધરીએ. ચાલો૦ ૩
ભુંડી બાળી સાથે નહીં રમીએ;
બોલવું વાહાલાનું ખમીએ. ચાલો૦ ૪
બીજા જેવું કાંઈ લેવા માટે;
ન લડીએ મોટાના સાથે. ચાલો૦ ૫
સાચુ બોલે તે સારી;
જુઠે તો દુઃખ થાશે ભારી. ચાલો૦ ૬
વિદ્યા ભણશે તે સારી,
તેના પર જઈએ બલીહારી. ચાલો૦ ૭
ધર્મ વગરના નહી ફરીએ;
મોટાજીની શીક્ષા મન ધરીએ. ચાલો૦ ૮

## છોકરીઓને ભણવા વિશે ગરબી.

બહેનો તમે ભાવ સહિત ભણજો;
ગાંડા લોકો નિંદે તે નવ ગણજો. બહેનો. ૧
ભણ્યે તેતો ભગવંતને ભાવે;
એથી દીલ જ્ઞાન અધીક આવે;

તણ આગુણ સદ્‌ગુણ આવે. બેહેનો. ૨
ભણે તેતો આપજસથી ભાગે,
જેને લાગી લાજનો ખપ જાગે,
મોટી સતીઓનું પદ માગે. બેહેનો. ૩
દુરાચાર હોય ન ભણે તેમાં.
જગ્યા જુઓ ફરી રહે જેમાં;
અધીકનો ફળ અમગુ એમાં. બેહેનો. ૪
ભણેલી હતી રૂકમણી રાણી,
મીરાંબાઇ મુલકમાં વખાણી;
જેની કવિતા જગ સૈ જાણી. બેહેનો. ૫
બીયાને પાપ ભણે લાગે,
એવું કોઇ લખી ન ગયા આગે;
મોડે બોલનારા જુતી માગે. બેહેનો. ૬
ભણ્યા વિના ક્યાંથી અક્કલ આણે,
નિતીની રીતી તે કેમ જાણે;
ભણ્યા વિના જન પશુ પ્રમાણે. બેહેનો. ૭
ભણી ગણી નગરની નારી,
શી રીતે નહી કહીએ સારી;
ચતુર લેજો ચીતમાં વિચારી. બેહેનો. ૮
ભણો તમે આળશ ખસ છોડી,
થશે તેથી લાજ નહી થોડી;
કહે દલપત બેહુ કરજોડી. બેહેનો. ૯

## હોરયો વિશે ગરબી

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરીને એ રાગ.
અમદાવાદ નામે આજ, સેહેર છે સારૂં રે;

રાજા કુંપની કેરૂ રાજ, પ્રજાને પ્યારૂ રે. ૧
કોટા વચ્ચે માણેક ચોક, સોભા સારી રે;
વસે લક્ષાપતી બહુ લોક, વડા વેપારી રે. ૨
નદી સાબરમતી વહે નીર, સેહેર સમીપે રે;
દેવતાઓના તેને તીર, દેવલ દીપે રે. ૩
એવી જુગતીઓ જોતાં અનેક. મન લાગે મીઠું રે;
પણ અચરત મોટું એક દ્રષ્ટીએ દીઠું રે. ૪
તેથી તેરશ પેહેલે પક્ષ, અસાડી આવેરે;
તારે ગોરચ પુજ્યાનો લક્ષ છોડીયો લાવે રે. ૫
પાંચ દીન લગી એક અન્ન; મોળુ જમે છે રે;
મોહોટા હરખ ધરીને મન, રોજ રમે છે રે. ૬
પુજે વાવી ઝવેરા ઘેર, ગોરચ રીઝાવે રે;
જાય પ્રીતે મળી બહુ પેર, નદીએ ન્હાવારે, ૭
અન્યો અન્ય કરે ઉદમાત, નઠારૂ બકે છે રે;
ળાઇ ગારચ પુજ્યાની વાત છાકી છકે છે રે;
જેવી હોય રાંડીનાં ઘેર, એથી અતીશે રે;
બોલે ભડવાની પુત્રીઓ પેર, દુષ ત્યાં દીસેરે. ૮
તેના માત પીતાને ભ્રાત, પુન હશે પાછે રે
જ્યારે સાંભળતા હશે વાત, થતાં દુઃખ રાછરે. ૧૦
કોઇ સાહેબ એવી વાત, દેખે એ રીતે રે;
તેના માત પતાની જાત, પુછે છે પ્રીતે રે. ૧૧
ત્યારે કેવી વધે છે લાજ, મળે શાબાશી રે;
એવા નિરલજ લોકો આજ, સેહેરના વાશીરે. ૧૨
કરૂં વિનતી સમાચાર પત્ર; શ્રવણ ધારજે રે;
તેના નામ લખી સરવત્ર, જાહેર કરજે રે, ૧૩

ઘણા નિંદાના લખજે શ્લોક, દેખાડજે નીતી રે.
તેથી લાજ પામે એ લોક, તજે તે રીતી રે. ૧૪
હવે કહુંછું જોડીને હાથ, વીવેકીને ગમવા રે;
એવી નિર્લજ છોડીઓ સાથ, ન જાવું રમવા રે.
લૈને ગોર પુજ્યાનું નામ, કામ એ કરવું રે;
મોટું પાપ ઠરે એ કામ; દીલમાં ડરવું રે. ૧૬
ધરી મોટો હરખ મન માંહી, વરત દીન જેદી રે;
પણ કુટચા રોવાનું કાંઇ, ન કરવું તે દી રે. ૧૭
છોટાપણમાં પડે જે ટેવ, ટળે નહી ટાળી રે,
માટે નીતી શીખો તતખેવ, બોલો સભારી રે; ૧૮
કદી પુરીએ નહી કોઇ કામ. શાહેદી જુઠી રે,
લેઇએ પરમેશ્વરનું નામ, પ્રભાતે ઉઠી રે. ૧૯
પતી માત પીતાની સેવ, કોડે કીજે રે;
જેથી દલપતરામને દેવ. દીલમાં રીઝે રે. ૨૦

## સુંદરબાઇને સાસરે જતાં શીખામણની ગરબી

"અચકો મચકો કારેલી" એ રાગની

સુંદર બાઇ ચાલ્યાં સાસરીએ,
માબાપ શીખામણ આપે બેન લાજ વધારજો લાખેણી.
નીચ કુળની નિરલજ નારી,
બરથારનું વેણ ઉથાપે બેહેન; લાજ૦ ૧
સાસુજી કહે તે સાંભળ જો,
કોઇથી વઢવાડ ન કરસો બેહેન લાજ૦ ૨
સાંખી રેહેજો બોલ્યું સહુનું,
અભીમાન અંતર ન ધરશો બેહેન. લાજ૦ ૩

ઘરમાં બેઠાં ધંધો કરીએ,
પર પેર ઘણું નવ જઈએ બેહેન, લાજ૦ ૪
તમે ભણ્યાં ગણ્યાં બહુ છો ડાહ્યાં;
તમને ઝાઝુ શું કહીએ બેહેન. લાજ૦ ૫
એલાં ઘેલાં તો નવ રહીયે,
ચટકો મટકો નવ કરીએ બેહેન લાજ૦ ૬
કોઈ વાત કરે વાંસે લોકો;
એવું કદીએ ન આચરીએ બેહેન. લાજ૦ ૭
જે સપુત છે સારી છોડી;
માબાપની લાજ વધારે બેહેન. લાજ૦ ૮
માણી લોહ તણું સોનુ કરસે;
ગોબતીને એમ સુધારો બેહેન. લાજ૦ ૯
જે સંપ સગાંથી તોડે છે;
તે કોઇ વખત હાથ ઘસેછે બેહેન. લાજ૦ ૧૦
જે સઉનુ સારૂ ઇચ્છે છે.
તેના દલમાં દેવ વસે છે બેહેન. લાજ૦ ૧૧

## સજનીને શીખામણની ગરબી

"કંકુ ન કરીએજીરે" એ રાગની

સાંભળ બેહેન શીખામણ સારી તે છે ખતર તારીજીરે
સુખ સંપતિ સત કિર્તી સેવારથ માનીશ વાત અમારી;
સુણને સજનીજીરે. ૧
સજ સઘળાથી પેહેલાં જાગો, પ્રીત સહીત પરભાતેજીરે;
આળસને તો મેલો અળગી, વળગી ન રહો વાતે સુંદર
પ્રાર્થના પરમેશ્વરની કરી, ઘર ધંધામાં ધરિએ જીરે।
જ્યાં સુણીએ ઉપદેશજ હલકો, ત્યાં નહી વાસો વસિએ

જે નારી વઠકારી નઠારી, ભડકે લાજ વીસારીછેરે;
તો તેમાંથી તુરતજ પાછાં, હઠીએ હિંમત હારી. સુ. ૪
લટક ચટકની ચંચળ ચલે, ચટામાં નહી ચલોછેરે;
સદ આચરણ વીના, સુવરણનો, ઠાઠ ન ઠર્યો ઠાલો સુ. ૫
પાણી પેહેલી પાળ્યે ચણીયે, ભાણીએ ગણીયે ભાવેછેરે,
ખુબ કરજની ખાણ ન ખણીયે, જેથકી નિંદ્રા ન આવે. સુ.
આવકનો અડસટ્ટો જોઇને, જાવક કરીયે જાણીછેરે;
આવકથી અદકુ ખરચે, ઘર ખોવાની નીશાની. સુ. ૭
દીલમાં થઇ મગરૂર ન ડોલે, બોલ ન બોલે બળનાંછેરે;
માનઘટે અભીમાન ધરયાથી, ઘટે પતિષ્ટા પળમાં. સુ. ૮
નમ્રપણામાં અમ્રત સરખો, સ્વાદ વસે છે સારોછેરે;
મગરૂરીમાં રસ નથી મીઠો, ખાટો તીખો ખારો. સુ. ૯
હરખ હમેશ હૈયામાં ધરીયે કદીયે કલેશ ન કરીયેછેરે;
માણસનુ જીવતર છે મોંઘુ, જડે ન નાણુ ભરીએ. સુ.૧૦
સુઘરેલી સુંદરીઓ સાચે, નામ ગણીએ જેનુ જીરે;
દલપતરામ કહે દુનીયામાં, ધન ધન જીવતર તેનુ.સુ. ૧૧

## ગેલી મુસાફરીની ગરબી.

'સમીસાંજના ચોર છપાયારે, લઇ બામણીયા' એ રાગની

એક હતી મુસાફર ઘેલીરે, સુણો સાહેલિયે;
તેની આગળ એક તપેલીરે સુ૦ ૧
ગઇ રાતની રાખી એઠીરે; સુ૦
ઉઠી પરભાતે માંજવા બેઠીરે સુ૦ ૨
ઘાણી રીતે ઘશી ઘશી થાકીરે સુ૦
બહુ ડાઘા રહ્યા તોય બાકીરે સુ૦ ૩
પુર રીસે તપેલી ઉપાડીરે; સુ૦

સામી ભીતની સાથે પછાડીરે સુ૦ ૪
લઇ પથા તપેલીને કુટીરે સુ૦
પડ્યાં ફાંકાં તપેલીના ફુટીરે સુ૦ ૫
થયા બપોર ભુખતો લાગીરે સુ૦
પછી વાસણ માગવા લાગીરે, સુ૦ ૬
એને વાસણ ન આપે કોઇરે સુ૦
પછી ગગ તાણી ઘણી રોઇરે સુ૦ ૭
તો થઇ ન તપેલી તા માજીરે સુ૦
હસે લોકને તે મરે લાજીરે સુ૦ ૮
જેથી સ્વારથ આપણો જરીએરે. સુ૦
તેના ઉપર ક્રોધ ન કરીએરે સુ૦ ૮
લાત દુજતી ગાયની ખમીએરે, સુ૦
તને તજીએ તો હું ક્યાં જમીએરે સુ૦ ૧૦
કોઇની સાથે ટુકારે લઢીએરે સુ૦
એમાં આપણે હલકાં પડીએરે સુ૦ ૧૧
સાંખી ચાલે તે માણસ મોટુંરે સુ૦
દીલે સાચ માનો નથી ખોટુંર, સુ૦ ૧૨

## કુલાણજીની આરજી.

"વાલા તમારી જોઇને રહીઉં વાટરે વાલાજી"

૧ કુલજી તમે કુલાવ્યા કેમ ફુલ્યારે ફુલાણજી;
આ ઉપજ ખેરચનો અડસટો કેમ ભુલ્યા મારા ફુલ૦
કરજ કરીને વરા ભલા. તમે કીધારે ફુલ૦
આ ગરથ પગાયા ખરચીને, સજ લીધા મારા ફુલ૦
ઘર વેચીને ઘી સાકરનો લીધાંરે ફુલ૦
આ જમણ સરસ સામોવડીયાથી કીધાં મારા ફુલ૦ ૩

પીતાંબર પેહેરીને પંગતમાં ફરીયારે કુ૦
આ મનમાં કુશ કરી, મુછે કર ધરીયા મારા કુશ૦૪
વળતો દીવશ થયો કે માગે નાણાંરે કુશ૦
આ નાણાંના કાંઇ ન મળે ઠેકાણાં મારા કુશ૦ ૫
આ કુશગુરુજી ઉપર અરજી થઇ ત્યાંથીરે કુશ૦
આ જામે થઇ કહાડી મીલકત ઘરમાંથી મારા૦ ૬
આ કુશગુરુજી તમને જેમે કુશાવ્યારે કુશ૦
આ તેતો કોઈ મદદ કરવા નવ આવ્યા મારા કુશ૦
આ કુશગુરુજીતો કુવો સોધવા ચાલ્યારે કુશ૦
આ ગરથ વિના અફીણ ન કોઇએ આલ્યાં મારા કુ૦
આ જમતી વખત વખાણ ભલા જે કમતારે કુશ૦
આ એ સઉ હાસ્ય કરે નિંધા આચરતા મા કુશ૦
આ અવસર તો અનીક વખાણી ચઢાવ્યારે કુશ૦
પણ આ અવસરતો બેવકુફ બનાવ્યા મારા કુશ૦૧૦
પેહેરયાં પટકુળને બાંધ્યા ચંદવારે કુશ૦
આ ઘર બાળીને ચાલ્યા તીરથ કરવા મારા કુશ૦
કુશગુરુજીની રાંડ રૂવે મો વાળીરે કુશ૦
આ કુશગુરુજી સીધાવ્યા ટેકો ટાળી મારા કુશ૦ ૧૨
બોળાને નરશી શિખામણ દેશેરે કુશ૦
તે નીસાસાનુ પાપ ઘણું શીર લેશે મારા કુશ૦ ૧૩
દીલમાં દલપતની શીખામણ ધરજોરે કુશ૦
તો કરજ કરીને નાત વરો નવ કરજો મારા કુશ૦ ૧૪.

શિયળ વિશે ગરબી ૭

શિયળ તણો મહીમા બહુ મોટો, ખોટો નથી ખરોછેજીરે.
વેદ પુરાણ કુરાણ કીતાબે, અધિક અધિક ઉચરયા છે સુ

ગણો સજનો જીરે, ૧

શિયળ વિના સદગુણ સઘળાથી જગતણી સોભલેજીરે;
પાઘડી પેહેરી પામરી ઓઢી, ન શોભે નાગો બાવો. સુ૦ ૨
હાંડી જમરૂખ તકતા માંડી, શોભાવ્યું ઘર સારૂજીરે
દીવા વીના અંધારા ઘરમાં, સૌ દેખે અંધારૂં; સુ૦ ૩
સરવે અંગે સાજુ તાજુ, નાવ નવીન બનાવ્યુંજીરે;
પણ તેમાં એક છીદ્ર પડ્યું તો, તરીને બેડે આવ્યુંજીરે;સુ૦૪
પરમેશ્વરનું બાહાનુ પકડે, શીયળ ન પાળે સાચુંજીરે;
કવાથ પીએને કરી ન પાળે, તો જીવ્યાનુ કાચું; સુ૦ ૫
પુન્ય દાન કે પ્રાર્થનાથી, જારી પાપ નહી જાશેજીરે. ૬
સાંચ શીપારશ લેશ ન ચાલે, પરમેશ્વરની પાસે; સુ૦ ૬
જો બાળપણથી ડાહાપણમાં, ખાંપણ ખોટું મળશેજીરે;
બુઢાંપણ આપણને આવે, તો પણ તે નહી ટળશે, સુ૦ ૭
શીયળ થકી સંપુરણ થાશે, પરમેશ્વરની પ્રીતીજીરે,
દલપતરામ કહે દુનીયામાં, સુખદાયક શુભ નીતી. સુ૦ ૮

સ્ત્રીને ભણવા વીશે ગરબી.

તમે ભણો ભલી ભાત બાઇ હિંદુવાણી.
રહો સુખી દીન રાત બાઇ હીંદુવાણી.
જેથી દુષ્ટ બુદ્ધિ જાય બાઇ હિંદુવાણી;
સ્થીર સારી બુદ્ધિ થાય બાઇ હિંદુવાણી;
રાખો સંપ સગા માંહ બાઇ હિંદુવાણી;
નહી ક્લેશ કરો કાંઇ બાઇ હિંદુવાણી;
સુખ સતમાં સદાએ બાઇ હિંદુવાણી.
ગુણવંત એમ ગાય બાઇ, હિંદુવાણી;
શીખો સારા કામ કાજ બાઇ હીંદુવાણી;
વધે લોક માંહે લાજ; બાઇ હીંદુવાણી;

તજી પીયરમાં પ્રીતી બાઇ, હીંદુવાણી;
રહો સાસરે સુરીતી બાઇ હીંદુવાણી.
કોઇ કરે સારો બોધ બાઇ હીંદુવાણી;
ધુણી કીજીએ ન ક્રોધ; બાઇ હીંદુવાણી
જાજે અકલ અભેર બાઇ હીંદુવાણી;
દલપત કેરો દેર બાઇ હીંદુવાણી

## સાત વારના વખાણ

ભજીએ ભાવે ભગવાનને,
તજીએ તુચ્છ સગાથ.
સજીએ સામગ્રી સર્ગની
હજીએ આપણુ કે હાથ. ભજીએ ભાવે ભગવાનને ૧
આદીત ઉગ્યો આકાશમાં,
કોઇ જન કેહશે આરૂ તારૂં;
જુદા જરૂર ન જાણીએ,
મતલબ સુરજ સારૂ. ભજીએ ભાવે ભગવાનને. ૨
સોમ સરીખા શીતળ બને,
ઘામ ધખંતા જેહ હોય;
સમજણ પામે જો શાસ્ત્રની,
ક્લેશ ન પામે દીન કોય; ભજીએ ભાવે ભગવાનને. ૩
મગળ ચાહે સઉ મનુષ્યનુ,
આપણુ મંગળ થાય,
નરેશ નરગું ફળ પામીએ,
એવું સમજીએ સદાય; ભજીએ ભાવે ભગવાનને. ૪
બુધ જન બુદ્ધી અતી સુઝતી,
કરી શુભ રીતી વીચાર

પ્રીતી રાખીએ પરીબ્રહ્મમાં;
જે છે જગનો કરતાર. ભજીએ ભાવે ભગવાનને. ૫
ગુરૂજન પીને ગુણ આપતાં,
જરીએ કરીએ નહી શોક,
ધરીએ વિદ્યા નીત નીત નવી.
ફરીએ હરીએ નહી ફોક; ભજીએ ભાવે ભગવાનને. ૬
શું કરવા લડીએ લોકથી,
ચડીએ પાધરી વાટ
ઘડીએ દીવસે નવ બેસીએ,
ઘડીએ વીદ્યાના ઘાટ, ભજીએ ભાવે ભગવાનને ૭
શનીશ્વર થઇએ હરી સ્મરણમાં,
તેવી રાખીએ ટેવ;
કઠણ સમે આવે કામમાં:
દલપતરામનો દેવ. ભજીએ ભાવે ભગવાનને ૮

## ભુંડા ભારજા વિશે ગરબી.

ભાઇયો જેની ભારજા ભુંડીરે તેને પીડા અંતર ઉંડી;
લાજ તજીને લડાઇ કરે નીત, ભાળવા લોક ભરાય;
સારા માનુષ્ય નાથરનું વગોણું, જોણું જગતને થાય; ભાઇ ૧
જેમ બીલાડી ઉંદરને જુવે; એમ નાથ સામા કામીનીનાં જુવે.
પગ થકી પગડે માથા લગી, એવાં વાંકા કાઢે વેણ; ભાઇ ૨
ચાર ઘડી પેઉ ચઉટે ટળે, ત્યારે સુખ બને ને થાય;
લડીયો આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય, ભાઇ ૩
પેટે ર ચઢે દીન પોહોડીને ઉઠે, ચોપે લડાઇનો ચાસ;
જો લડનાર કોઇ ન જડે તો, પડનાળે પોતાના બાળ ભાઇ ૪
સ્નેહ કરી કદી સ્વામી સઘાતે; બેશી ન બોલે વાત.

ધુમાડાની પેઠ ધુંધવાતી, રહેરોસળગી દીન રાત ભાઇ
પેક થકી તો ઘણીજ પોતામાં, સમજણું જાણે સદાય;
દૈવે થાકે તો મનુષના મુખની શિખામણું શું થાય; ભઇ ૬
પડીત ખાસ્સ ભાણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોહોડાના, તેજ દુંકારા ખાય; ભાઇ ૬
જેને વીતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર.
ડાહાપણનો ધનવંત કહે. કોઇગરવ ન કરશો લગાર; ભાઇ ૮

## દુષ્ટ નર વિશે ગરબી.

કહું નર દુષ્ટની કાણીરે, સુણો સઉ સ્નેહુજ આણી;
ખોડું વેરેલું કામ સુધરે કે, બગડે એ માણસ માત્રની રીત.
એતે કરયું તે પાધરૂ જાણે, નારીને મારે નીત કહુ ૧
સાસુ નણંદ દેરાણી જેઠાણીના, સાચા જુઠા સુણી બોલ,
વાંક વિના વનીતાને તજે તો, તે નરખરને તોલ; કહુ ૨
કાગડે ઘેરૂં ગુડ ફરે જેમ, ગોરી સદા ગભરાયઃ
ઘરનાં કરેસો દેશ ઘણેરો, તેથી જુદા નહી થાય, કહુ ૩
સાસરીઆની સાખેલડી કાડે, રાંડ ઉપર તે રીસ;
સારામાણસની શીક્ષા ન માને જેનેરૂઠયા જગદીશ, કહુ ૪
માનનીનુ અપમાન કરે નીત, ગાએ નઠારી ગાળ;
તુછ ગણે તીરસ્કાર કરે તો, તે નરનું મોં બાળ. ક.
સમજુનો ટટો તુરત ટળે, કોઇ ઘરડું આવી કહે ઘેર;
ઊંધું કહે કે આડુ જુવે, તેનો પાર નઆવે શીપેર કહુ.
પોતેતો ખાય પીએ ઘણું સારૂ, ને વસ્ત્ર ધરે શુભ રીત
નારીને આપે નિત્ય નઠારૂં, કહો કેમ પ્રગટે પ્રીત. ક.
સ્વાગી સાંભળને વાંક વીના; આવી કામનીને લડે કોય;
સારી રીતે સમાધાન કરે નહી, હિજડા જેવો હોય ક-

પીયરીયાં પટકુળ ન પુરૂ, તો સ્વામી કરે સંતાપ;
કહે ધનવંત એ કંથ સ્વરૂપે; પેલા જન્મનુ પાપ. ૬,

## દેશીઆને ઊદ્યમ કરવાના ગરબી.

કોઇ કાજ કરો રાજ નવલ આવ્યું છે હુનર નરેશાનુ;
મરની ગઇ પરદેશી હાથે.
એ મોટી ભુલ તમો માંથે,
તમે સંપ ન રાખ્યો કોઇ સાથે
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું ૧
આ વખત જુઓ તમે વિચારી
નીરધન થઇ બેઠાં નરનારી;
કાંઇ ધુળ મળ્યા ધધારી,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપાણા દેશન ૨
તમે દીવશે સુવું દુર ધરો,
દીલ ખોલી ખુબ વિચાર કરો;
હવે જાગ્રત થઇ કાંઇ જુગતી કરો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનુ ૩
તમે સગાં કુટબમાં સંપ કરો,
વળી દેવાદાર પતેજ ડરો;
તમે નિત્ય ઘટાડો નાત વરો.
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૪
ધન મળતે તુરતજ ગરવ છાંડો,
તમે મોટાં કારજ નવ માંડો;
તમે પણ્યા પેહેલાં શીદ રાંડો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૫
વિદ્યાનો સ્વાદ સદા ચાખો,

મન ઉદ્યમમા અહોનીશ રાખો,
શાદ ભાગ્ય લખ્યું થાસે ભાખો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૬
પડતર જમીન તે ખેડાવો,
ઉગશે એ ત્રણ વખત વાવો.
નીર ઉદ્યમી ઉદ્યમમાં લાવો;
દેશી મીત્રો દુઃખ ટાળોરે આપણા દેશનું; ૭
અદાલત અરજી અગસાવો.
લુચ્ચાઓને લાંચ ન સુંપાવો;
નાતીલા પાસ કહો દાવો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું ૮
પરદેશી હુનર પ્રગટ હરો.
સંચાને જંત્રો શીદ કરો;
દલપતની વિનતી દીલ ધરો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૯

## મુવા પછવાડે ન રોવા વિશે. ગરબી.

રાગ ધોળ.

વાલાની વાંસે રાગ તાણી નવ રોવું
જેથી તેને જંપ ન ઉપજે, શામાં સમજી જોવું રે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું
ગોવિંદજીએ કહ્યું ગરૂડને, છુટે રડે જે કોઇ;
મરનારને માઠા દુઃખ ઉપજે, ધરે નીસાસા રોઇ;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું. ૧
સીટ [illegible] જાને આંસુ ઝરે, તે જમચર પાએ પરાણે;
રોરવ માઠા રૌરવનાં દુખથી, એ દુઃખ અદકે જાણે;

વાલાની વાંસે રાગ તાણી નવ રોવું ૨
કોઇ છાતી કુટે શીર કુટે ચુટે કેશજ હાથે.
એ સઘળી પડી પુરાણ પાડા મરનારને માથે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું. ૩
લોક વખાણે કે ન વખાણે, તે સઉ સાંખી રહીએ,
જો હઇયામાં હેત વધે તો દુખ તેને શીદ દઇએ;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું. ૪
શતરૂના સંપુરાણ હોય તો, રડો કુટો ન વિચારો;
જીવતાં વેર વળી ન શકે તો મરતાને વળી ગાળો;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું. ૫
કુટયા થકી જો કાંઇ દુખે તો. કુટો લેઇને પાણો;
શા માટે તમે કુટી શરીરમાં રોગ ઉપાડી આણો;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું. ૬
એવી શોભા મેલો અળગી, વળગી રહો માં વેહેમે;
તોહી સુખ ઉપજે એ જીવને, પુન્ય કરો કાંઇ પ્રેમેરે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું. ૭
રોશો પણ તેને નવી જોશો, ખોશો આંખ તમારી;
દલપતરામ કહે દીલ સોધી, માનો સિક્ષા મારી,
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું. ૮

## શિયળનું ધોળ

[શિયળ એટલે વ્યભિચાર અથવા છીનાળું નકરવા વિશે]
બહુચર ભલે આવીયાં એ રાગનું.

સુણો સમજુ સકળ નર નારીયો,
મેટો શીયળ તણો મહિમાય, શીયળ પાળો સ્નેહથી;
જે કોઇ [illegible]

સરવે સફળ મનોરથ થાય શીયળ પા. ૧
સોના રૂપાની શોભા ન સમજીએ,
શોભા સરસ શીયળ શણગાર. શીયળ પા. ૨
જોવાં નકટાંને ભુશણ નાંખીયાં,
એવા શીયળ વીના નરનાર, શીયળ પા. ૩
વધે લાજ અધીક ઠીક લોકમાં;
પર લોકમાં મુક્તી પમાય. શીયળ પા. ૪
સુખ સંપતી શીયળથી સેવીયે,
રીઝે જગ કરતા જગરાય. શીયળ પા. ૫
માટે શીયળ સરવ રીતે સાચવો,
તજો કામી હરામીનો સંગ. શીયળ પા. ૬
જરીએ ડરીએ નહી મરણના ડર થકી
ભારે ડરીએ શીયળ થતે ભંગ. શીયળ પા ૭
તજી લાજ બે અદબી ન બોલીએ;
નહી ડોલીએ મદ છક માંય શીયળ પા. ૮
નીચી નજરે સરળ રીતે ચાલીએ;
હાંશી મશ્કરી કરીએ ન કાંઇ. શીયળ પા. ૯
કાઢી આંખો ફરે જે કોઇ ફાતડા,
તેનું કાઢીએ માટીમાં મુખ. શીયળ પા. ૧૦
નજરી સોબત નીત્ય તેહની.
જેને લાજતી જનેતાની કુખ. શીયળ પા. ૧૧
ભણવું ગણવું તો તેનું ધન્યછે,
જેને કુળને લગાડયો ન દાઘ. શીયળ પા. ૧૨
ભણી ગણીને શીયળ ન સાચવે.
એના ભણતરમાં ઉડી આગ, શીયળ પા. ૧૩

હુઈયા ફુટા બોલે બોલ હાંસીએ,
દેખી ફાંશીને નાશીએ દુર. શીયળ પા. ૧૪
શિક્ષા સુંદર દલપતરામની;
જાણી કામની શીખો જરૂર, શીયળ પા. ૧૫

## લગનમાં ફટાણાં ન ગાવા વીશે ગરબી.

ધોળકામાં ધરમશી ફુલતો મેલો ડમર ગાજે. એ રાગનુ
આવો સઈયર બાઇ બેનડી ગાઇએ ગીત રૂપાળાં;
મંડપમાં મેલા દીવડો ભલાં થાય અજવાળાં. ૧
આજ ઘડી આનંદની, આજ રજની રૂપાળી,
સોનાનો સુરજ ઉગીયો, આજ દીવશ દીવાળી. ૨
ગાઈએ ગીત ભલાં ભલાં વેવણોને હુરાવીયે;
બોલ બે અદબી ન બોલીએ, જેથી જાત લજવીએ. ૩
હલકી નાતીના કુળની, એતો ગાય નઠારૂં;
આપણ ઉત્તમ કુળનાં, નહી ગાઇએ નઠારૂં. ૪
જાતને ભાતનો જાણીએ, બોલ બોલે જે ઘડીએ;
બોલે નઠારૂં તો નાયકા એમાં આઘાં ન પડીએ. ૫
ઉત્તમ જાતની ઓરતો ખોટું ગાતાં લજવાશે;
મધ્યમ જાતની માનની, ગીત મશ્કરી ગાશે. ૬
મશ્કરી પણ મરજાદની, આપણી એમ ન બોલો;
જરૂર ફટાણી હોય જો, કહું એટલું બોલો. ૭
વેવાણને કરો વાદરી ગાંઠ પુંછડે વાળો;
વેરાગી કહીએ વેવાઇને કાંધે કાંબળો કાળો. ૮
એથી અધીક વિધે ઓચરે નીચી જાતનાં ભળવાં;
બાપ ભાઇ બેડા સાંભળે જેના વેશ્યાના ભડવા. ૯
ધીક પડયો અવતાર એ શબ્દ શું કહીએ જાદા;
કામની નહી એતો કુતરી, મરદ નહી એતો માદા,

મોરી શીખામણ ગાઇઓ જેથી રામજી રીઝે;
દસકત દલપત રામના, દીલમાં લખી લીજે. ૧૧

### સંપ વિશે ગરબી.

દેશમાં સંપ કરોરે સંપ કરો, હાંરે જે કાંઇ સંપતજીને
સુખ માગે, તેના સુતેલા શતરૂ જાગેરે;
દેશમાં સંપ કરોરે સંપ કરો. ૧
હાંરે તજી સંપ લડા લડી આવે તેમાં તુરત ત્રીજાને
ફાવેરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૨
હાંરે જે કોઇ વીઘા જમીન સારૂ લડતા રાજ ખોઇને
રહ્યા હવે રડતારે દેશમાં સંપ કરોરે સંપ કરો. ૩
હાંરે હજુએ હઇયે વિચારી નહીં જોશો, ખરખાત છે
હાથમાં તે ખોશોરે દેશમાં સંપ કરોરે સંપ કરો. ૪
હાંરે તમે ટંટા ઘરના ટાળો, જે જે ખાગે લાગે તે
ધર્મ પાળોરે, દેશમાં સંપ કરોરે સંપ કરો, ૫
હાંરે છળ દગા કપટ દો છોડી, આખા દેશની થઇ
આબરૂ થોડીરે દેશમા સંપ કરોરે સંપ કરો. ૬
હાંરે કરી સંપ કાંઇ હુન્નર ઉઠાવો, દેશની વખત ફેર
વાવોરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૭
હાંરે કેઇનું સારૂ દેખીને શીદ દાઝો. તેને બુડાડી મા
રવા ન બાઝોરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૮
હાંરે માનો દલપતરામની વાણી, પક્ષપાત વિના સત્ય
પ્રમાણીરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૯

### કેફ ન કરવા વિશે ગરબી.

તજો તમે કેફ કરમ કરવું,
જેથી થાય મોત વિના મરવુ તજો તમે કેફ૦ ૧

નથી એમાં સ્વાદ કશો સારો,
વિવેકની નજરથી વિચારો.
દુખી થાસો કેફનો કરનારો. તજો તમે કેફ૦ ૨
પીશો જે જન મદીરા તાડી,
તેનાં ફળ દેશું દેખાડી,
ઉંચે પદથી દેશે પાડી. તજો તમે કેફ૦ ૩
અફીણથી કઈક ગયા ઉડી,
ગુમાવી ગાંઠ થકી મુડી;
મુઆ દુખ દરીયામાં બુડી. તજો તમે કેફ૦ ૪
મુરખને મુરખ મળે સંગી;
લીલાચર ભાંગ પીએ ભંગી;
અક્કલ હીણા તે અડબંગી. તજો તમે કેફ૦ ૫
મફર કે માઝમ જે ખાશો,
જરૂર અક્કલ તેની જાશે;
સારા સારા લોકમાં નિંદાસો, તજો તમે કેફ૦ ૬
પીએ રૂઈ ગાંજો ગુણી જાણી,
ધુમાડો ખેંચે બળ આણી;
એની તો અક્કલ વેચાણી. તજો તમે કેફ૦ ૭
તે સરવે રોગ કરે તનમાં,
અમે સાંભળ્યું વઈદા જનમાં;
એઠો તમે માની લેજો મનમાં. તજો તમે કેફ૦ ૮
ન ખાશો પાક કદી ભીતે,
જેથી ચતુરાઈ ઘટે ચીતે;
રેહેજો રૂડા માણસની રીતે. તજો તમે કેફ૦ ૯
પ્રભુ થકી દીલમાં જો ડરીએ;

કદી એવું કરમ નહી કરીએ;
શીખામણ સારી રૂદે ધરીએ. તજોતમે કે૰ ૧૦
બનાવી ગરબી બહુ સારી,
સુણી જે દેસે વિસારી.
તેના મુખ ઉપર પૈજારી. તજો તમે કે૰ ૧૧
વારે વારે શું કહીએ વારૂ,
સ્નેહ કરી કહું છુ. તમ સારૂ;
માનો દલપતરામ કે' કહ્યું મારૂં. તજો તમે કે૰ ૧૨

ગરબો ૧૭

કેફીની આને પસ્તાવો તે વિશે

મા મુજને કેમ દીધીરે કેફી કથને,
કાહાડી શોધ્યા કોયા જનમના વેરજો.
જન્મ સમે નવ આણ્યો મારા અંતને.
ગળથુથીમાં ઘોળ ન પાયુ ઝેર જો. મા મુજને ૧
છેરી નાંખીરે બળતી આગમાં,
ઉગરવાનો નથી હવે ઉપાય જો.
ભોગવવુ દુઃખ લખ્યુરે મારા ભાગ્યમાં,
રજની દહાડા રડતે વીતી જાય જો મા મુજને ૨
આવરદા મારી અતી લાંબી થઇ,
તરાગ નહી જે તડકે તોડ્યો જાય જો;
કરમ તણી કાણી ક્યાં જાય કહી;
છાંય કુવાની કુવા વિશે સમાય જો, મા મુજને ૩
શું કરવું જીવીરે આ સંસારમાં,
હાપે મરૂ તો આત્મ હત્યા થાય જો;
સાત જનમ પામુરે શોક અપારમાં;

પાર ન આવે કરતા ક્રોડ ઉપાયજો. મા મુજને ૪
રમવું ને જમવું તે મુજને નવી ગમે;
માથે ઉગ્યા દુઃખનાં મોટાં ઝાડ જો;
એ દુઃખથી છોડાવે મુજને આ સમે;
પુરાણ માનુ પરમેશ્વરનો પાડ જો; મા મુજને. ૫
ફરી જન્મ ધરશુ ત્યાં સુખ પામશું.
આ અવસરતો એળે ગયો અવતાર જો;
હૈયું કઠણ રાખીને હીમત રાખશું,
ભાગે લખીયો દેવે આ ભરથાર જો. મા મુજને ૬
પાપ નથી કીધાં મે આવડાં આ પળે,
પ્રગટી આવ્યાં પેલા ભવના પાપ જો,
લેખ લખ્યા દૈવે તે ટાળ્યા નવ ટળે,
કરમ કરે તે ન કરે માને બાપ જો, મા મુજને૭
દીલમાં એમ સમજીને દુઃખ ન માનવું,
રાખુ હૃદયામાં કેના ઉપર રોશ જો;
ભવ પેલે કીધા તે ભોગવી છુટવું,
દલપતના સ્વામીને ન દેવો દોશજો.

કેફીના ઘરનો હેવાલ ગરબી ૧૮

કેફી સઇયર જેનો કંથડોરે, તેના પુરાણ પાપ,
મનમાં ઉદાશી મટે નહી,
હારે તપે તનડામાં તાપ; કેફી૦ ૧
એવો દીસે અણખામણોરે જાણે જરનો ટળેલ;
આડા બોલે અફીણીઓ,
હારે એના ગાત્ર ગળેલ; કેફી૦ ૨
એક ટકા નહી આબરૂરે; પીટયો ચોટાનો ચોર;

લાજ ઘટેને કાજ ન સુધરે, એમ ન વીચારે અંધીજી
સાર નથી એમાં કાંઇ અંતે, ઘર ખોવાનો ધંધો; કેફ ૪
વેદ પુરાણ કુરાન કીતાબે, જુઓ જો હેત તપાસીજી;
એ લક્ષણ તજવાથી મળશે, સઘળેથી શાબાસી; કેફ ૫
કાજી મુલ્લાનો મત્ત એછે. મત્ત છે અધ્યારૂનોજી;
હિંદુમાં ગાફલત્યાથી, પણ દોરા ઘણો દારૂનો, કેફ૦ ૬
દારૂ સારૂ મારૂ તારૂ, ચોરવાનું ચિત્ત થાશેજી;
કોઇક સમે સાંકડામાં આવી, જીવ તેમાંથી જાશે; કેફ ૭
વસ્ત્ર તજીને લાજ વિનાના, ખરની રીતે રખડશોજી;
કહે દલપત કરમાં દીવો લઇ, કોઇ કુવામાં ન પડશો;
કેફ ન કરશોજી;

કેફના અવગુણ વિસે, ગરબી ૨૦

કેફી લોકો કેફ તણા અવગુણરે કહું કેટલા.
નીરલજ નરછે કેફ તણાં, કરનારરે જગમાં જેટલા.
આ જગમાં જે નર કેફ કરે,
તેના તનમાં રોગ અનેક ઠરે
તેની નીક્ષુ જગમાં લાજ નરે
કેફી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા ૧
તેના બાળક બાજરીને રડશે
તેને લેહેણાવાળા નીત લડશે,
પછી ગભરાઇ બળીને મરશે,
કેફી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા ૨
નીત્ય નવલી ફરીયાદો થાશે,
કપડાં ઘરેણાં વેચાશે;
કેફી સરકારે દોરાશે.

ફરી લોકો કેફ તણા અગુણરે કહું કેટલા. ૩
બે ભાન થઇ ભુલો ભમશે,
નઠરી જગ્યામાં જઇ રમશે,
અભીમાન તજી આળો પમશે.
ફરી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૪
તેને ઘર ધંધા નહી હાથ ચડે,
તેની બુદ્ધિ જાશે કેફ વડે;
તેને રસ્તો સીધો નહીં જડે;
ફરી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા ૫
એવો અક્કલ હીણો કોણ હશે
ધન ખરચીને દુખીઆરો થશે,
કોણ મરવા સામે પુર જશે,
ફરી લોકો કેફ તણા અવગુણરે કહું હું કટલા ૬
નથીરે એમાં સ્વાદ કશો,
કેફથી ઉલટા હેરાન થશો,
વળી મરીને જમને હાથ જશો,
ફરી લોકો કેફ તણા અવગુણરે કહું કેટલા ૭
તમે વીગતેથી વીચાર કરો,
વળી પરમેશ્વરથી કાંઇક ડરો;
દલપતની વીનતા દીલ ધરો,
ફરી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા ૮
કળી કાળમાં ફેરીને ચેતવણીની ગરબી ૨૧
એક કારણ કહું છું કળીકાળનુંરે લોલ.
મોટા અચરજ વીકરાળનુંરે લોલ. ૧
જે કો લંકાના વાશી મધુ પીવતારે લોલ.

આજ થયા છે આતી જીવતારે લોલ. ૨
ઉપર વેશ તે ઉંચા વરણનારે લોલ;
આહાર કરે તે કુંભ કરણનારે લોલ. ૩
સારાં વસ્ત્ર ભાગીને ભુંડાં પહેરે લોલ;
રસ્તો છોડીને રનમાં ચડેરે લોલ. ૪
ઊંચો વરણ કરમ નીચું કરેરે લોલ.
નામ શીવ સકતી તણું ધરેરે લોલ. ૫
જેનો સ્પર્શ થએથી નાહાવું પડેરે લોલ.
કેપેશ્યા મધુ તે દવીને ચહડેરે લોલ. ૬
જેમાં માંસથી દોષ મોટો રહેરે લોલ,
તેવું પીવામાં પુન્ય છે કહેરે લોલ. ૭
એનો વેદના વઈરી સાવણ વંશનારે લોલ,
કાંતો કુટંબી કેહેશો કંશનારે લોલ .
બહુ જુગતી લાવે છે જુઠુ બોલવેરે લોલ;
ભોળા લોકોને ઘણા ભોળવેરે લોલ. ૯
કેહેશો એક પુરાણે વાત છે કહીરે લોલ;
મધ પીવામાં પાપ છે નહીંરે લોલ. ૧૦
જુડા શ્લોક બનાવે મધુપાનનારે લોલ;
સમજાવે જીવ અજ્ઞાનનારે લોલ. ૧૧
જે કોઇ દુષ્ટ કરમ એવું આચરેરે લોલ,
માત્રીક નામ તેનું ધરેરે લોલ. ૧૨
નીચ વસ્તુમાં નીચપણું જે હતુરે લોલ,
તીરથ કરાવે નામ તેહનુરે લોલ. ૧૩
ગ્રંથ વાંચે સભામાં શુદ્ધ ધરમનારે લોલ,
દીલમાં ભરેલું દુષ્ટ કરમનારે લોલ. ૧૪

તેમાં નામ ધરાવે દેવી બાળનુંરે લોલ,
કરમ કરે તે ચંડાળનુંરે લોલ. ૧૫
ભોળા લોકો ભોળાશો નહી ભરમમાંરે લોલ;
નથી એ વાત કોઇ ધરમમાંરે લોલ. ૧૬
એવા દેવોની વાત માનસો નહીંરે લોલ,
વાતો એ વેદમાં નથી કહીરે લોલ. ૧૭
એવું કરવું તે સારૂ કોણ જાણશેરે લોલ,
વાદ સભામાં કોણ તાણસેરે લોલ. ૧૮
ગાય હત્યા ગઉ માંસ પાપ છોટું છેરે લોલ,
તેથી મદીરા પાપ મોટું છેરે લોલ. ૧૯
એવી રીત લખીયું છે શાસ્ત્ર સરવમાંરે લોલ;
આના નથી તે પાપ ગરવમાંરે લોલ.
કહ્યું માનીને દલપતરામનુંરે લોલ,
કરવું ન કામ હરામનુંરે લોલ. ૨૦

કેફોની બઇરીના મહીના ગરબી.

કારતક મહિને કેફી જેનો કંથરે સાહેલી.

આ એ અભાગીના રૂપનો નાવે અંત સાંભળ સાહેલી;
દીવશ ઘટેને રજની મોટી થાશેરે સાહેલી;
આ કેફીની અભાગીના કેમ દીન જાસે સાંભળ સાહેલી,
હીમાળાનો શીતળ વાયુ વાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
૨ આ માગશર મહીને સુખ પામુ શી પેરરે સાહેલી;
આ કેફીડે તો માંડયો અકરા કેર સાંભળ સાહેલી;
આ ઉનાળ પરણ્યાની વાત કશી નવ જાણેરે સાહેલી;
આ પાઈ મેડે નીંદરભાપતાણી કમાણી સાંભળ સાહેલી

પડયો રહે કાંઇ કેફી રસ્તા માંયરે સાહેલી.
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી
૩ પોસે તો ઘર વેચી બેઠા પાપીરે સાહેલી;
આ પીયર જવાની રજા વહુને આપી સાંભળ સાહેલી
જેણે મુજને પરણાવ્યું એવું પાપરે સાહેલી,
આ પેલા ભવનાં દુશ્મન માને બાપ સાંભળ સાહેલી;
એ રતમાં સાસરે જવું સૌ ચાહેરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી;
૪ માહા મહીનામાં બોલે લોક વસંતરે સાહેલી;
આતે દુખાણી કેફીડા જેનો કંથ સાંભળ સાહેલી;
વન પલેવ્યાં આંબે આવ્યો મોહોરરે સાહેલી,
આ દુખાણીને સુખ નથી આણુકે પોહોર સાંભળ સાહેલી
ભમર ગાન સુણી પીઉ મળવા મન થાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી;
૫ ફાગણમાં નર નારી ખેલે ભાગરે સાહેલી.
આ કેફીની અબળાને અંતર આગ સાંભળ સાહેલી;
રમે જમેને હસે મળી નરનારરે સાહેલી.
આ કેફીની પરણેલી ખાય માર સાંભળ સાહેલી.
જોવુંને રોવું ઘર ખુણા માંયરે સાહેલી.
આ એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી
૬ ચઇતરમાં કેમ ધીરજ રાખું ચીતરે સાહેલી;
આ કેફ કરે કેફીડો નીતનેં નીત સાંભળ સાહેલી;
એ પરમેસ્વર કેમ આવો વર આપ્યારે સાહેલી,
આ એ વરથી ભલો રંડાપો સાંભળ સાહેલી,
લોકે ગુણાળાની ફજીત દો થાયરે સાહેલી.

આ એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
૭ વૈશાખતે આવ્યો મહિનો વઇશાખરે સાહેલી;
આધિમધ ને દીલ થાય બળીને રાખ સાંભળ સાહેલી;
સુરજ તપે તો છતર આડુ રાખુરે સાહેલી.
આ દીલ દાઝે તે કોની આગળ દાખુરે; સાંભળ સાહેલી
રજની ઘટીને દાહાડો મોટા થાયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી
૮ જેઠ તો જીવલડો જળવા લાગ્યોરે સાહેલી,
આ કેફીની અખળાનો આનંદ ભાંગ્યો સાંભળ સાહેલી
પગ દાઝે તો મોજડીયો લઇ ધારૂરે સાહેલી,
આ કાળજડું દાઝે તે કેમ કરી ઠારૂં સાંભળ સાહેલી;
કેફીડાને કોઇ કહે ન સમજાય સાંભળ સાહેલી;
આ એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી,
૯ અશાડ ચહુડી આવ્યો છે ઘનઘોરરે સાહેલી;
આ મોટો હરખ ધરીને બોલે મોર સાંભળ સાહેલી,
કેફિ કંથ બંધિખાનામાં માહાલેરે સાહેલી;
આ પરણેલીના દિલમાં એ રત સાલે સાંભળ સાહેલી,
મેલીધરા વિધવિધના અન વવાયરે સાહેલી;
આ એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી;
૧૦ શ્રાવણમાં મેં શિવ પુજા નહિ કિધિરે સાહેલી
આ દેવે મુજને કેફિને કર દિધી સાંભળ સાહેલી;
ચિત્ત ટળે તો વ્યસની જુઠો ચોરરે સાહેલી;
આ એ સગપણ કરનારો મરજો ગોર સાંભળ સાહેલી
ભાગ્ય વંતી જે પેઉ સાથે સોહાયરે સાહેલી;
આ એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી

૧૧ ભાદરવે ભર જોબન એળે જાયરે સાહેલી,
આ કેફીની બાઈરીને કેમ સુખ થાય સાંભળ સાહેલી
નદીએ આવ્યાં પુરણ જળનાં પુરરે સાહેલી;
આ પેઉ સાંભળતે આગ જળે છે ઉર સાંભળ સાહેલી
માળે બેશી પખીડાં મલકાયરે સાહેલી;
આ એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી
૧૨ દિવાળીના દાહાડા આસો માસેરે સાહેલી;
આ કેફીની બઈરી તો નિત ઉદાશ સાંભળ સાહેલી;
રમે જમેને ધરે નવા શણગારરે સાહેલી,
આ કેફીની નારીને નયણે જળ ધાર સાંભળ સાહેલી
ગુણવંતી મળી મળીને ગરબા ગાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
માસ અધિકમાં અધીક પણે શું કહીએરે સાહેલી,
આ પેઉ બંધીખાને એકલા કેમ રહીએ સાંભળ સાહેલી
આ એ વરથી મુજને છોડાવા ધાયરે સાહેલી;
તો દલપતના સ્વામીને લાગુ પાય સાંભળ સાહેલી,

કેફના અવગુણ વિશે ગરબી.

શીખ કહુછું તે સઉ સાંભળોરે. કેફ વિચારો અફીણ
હો લાલ લાલ કસુંબા નવ લીજીએ.
અવગુણ ઝાઝા અફીણમાંરે, એથી હોય છે અકલ હીણ
હો લાલ લાલ કસુંબા નવ લીજીએરે. ૧
મોટે મેહેલ ચઢીને બેસતારે; અફીણથી એજ થયદ
હરરાજ હો લાલ. લાલ કસુંબા નવ લીજીએરે,
જે નર ભોજન જમતા ભાવતાંરે;
જરડવા દોડા કા અનને હો લાલ;

લાલ કસુંબા નવ લીજીએરે, ૨

વાહન રથ ઘોડાને પાલખીરે,
આપ્યા પગ પાળા તજી તેહ હોલાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૩

સતા માતા શરીરે શોભતારે,
દીઠા તેના દુરબળ દેહ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૪

જે નર ચતુર શીરોમણી જાગતારે;
નિરખ્યા તે નિંદ્રા લે નેણ હો લાલ,
લાલ કસુંબા નવ લીજીએરે. ૫

જે નર બહુ બુધ્ધિથી બોલતારે.
તે નર ભાખે ભાગા વેણ હો લાલ,
લાલ કસુંબા નવ લીજીએરે. ૬

જેની અતી સંભળાતી આબરૂરે,
તે નર લોકમાં નિંદાએ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે, ૭

જેનું સાચપણું જે માનતારે,
તે સાચ થતાં સમ ખાય હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૮

તોપણ સાચ મનાય નહી તેહનુ રે;
સરવે લોક તજે વિસ્વાસ હો લાલ,
લાલ કસુંબા નવ લીજીએરે. ૯

તે નર દુનિયામાં જીવતો મુવોરે;
સારૂ મનુષ્ય ન બેસે પાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે ૧૦

બહુ દુખ છે એવા બંધાણુમાંરે;
કોઇ દિન મુગતી હોય હાણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૧
મરવી ઉપર પગ ધસવા પડેરે,
તે ઘડી આવે મોહડે ફીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૨
જે કોઇ તજશે વસ્તુ કેફનીરે,
રાજી થાશે શ્રી ભગવાન હો લાલ,
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૩
શીક્ષા સુંદર દલપતરામનીરે
સજ્જન સૌ કોઇ ધરજ્યો કાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૪

વાણી ૨૩

સારા માણસે કેફીની સંગત ન કરવી

રાગ ઘોળ.

સજન સઘળાએ કેફીનો સંગ ન કરવો, ટેક.
સમજી કાળા સાપ સરીખો પાપ માની પરહરવોરે;
સજન સઘળાએ કેફીનો સંગ ન કરવો. ૧
દારૂ પીએ તે દઇત્ય સરીખો, કદી વિશ્વાસ ન કરીયે;
ભાંગ પીએ તે ભંગીયા જેવો. તેથી વેગળા રહીએ;
સજન સઘળાએ કેફીનો સંગ ન કરવો. ૨
પાણિ નારીને પ્રેત સરીખો, અફીણ ખાય તે એંડ્રવો
ગાંજાખોર તે ગાંડીયા જેવો. તેપણ વરજીએ તેવોરે,
સજન સઘળાએ કેફીનો સંગ ન કરવો. ૩
સંગ કરવાથી અંગ વગાશે, રંગ જશે બદલાઇ;

મનમાં હશે ઉમંગ ઘણા તે ભંગ થશે સહુ ભાઈ;
સજન સઘળાએ કેફીનો સંગ ન કરવો. ૪
પ્રથમ અફીણના પઈસા નહી લે, ઘરનું પાસે ઘોળી;
વળગાડીને થશે વેગળા રેહેશો આંખ્યો ચોળી;
સજન સઘળાએ કેફીનો સંગ ન કરવો. ૫
સઉને સરખા કરવા ડોલે, બોલે વાત બનાવી;
નાક કટે જેમ નાત વધારી, ભોળાને ભરમાવીરે;
સજન સગળાએ કેફીનો સંગ ન કરવો. ૬
ખશે ઘણા ગુણ ગાશે, પીશોને વળી પાશે;
જાશે જર જોબન દુખ થાશે, પછી ઘણા પસ્તાશોરે;
સજન સઘળાએ કેફીનો સંગ ન કરવો. ૭
આવા બોધને મેલી ઉંચા, લુચ્ચા દુરગુણ લેશે;
સારા સજન સુણીને દોષ બીસારા દેશે,
સજન સઘળાએ કેફીનો સંગ ન કરવો. ૮
દોષ તજે સંતોષથી સુણીને, રોશ ગમેતો રાખોરે;
દલપતરામ દુનિયાં મધે દેખે તેવુ દાખરે;
સજન સઘળાએ કેફીનો સંગ ન કરવો. ૯

## ગરબી ૨૪.

### ભરથાર વશ કરવા વિસે.

અલબેલીરે અમે માત જોવાને જઈઓ. એ રાગની છે.

લલના નહી થાય લગાર કામણ મંત્ર કર્સે,
આ મંત્ર કરો ઉચાર વશ ભરથાર થશે. ટેક.
પ્રાણ થકી પીઉજી છો પ્યારા, ન્યારા ન રહો નાથરે;
સરવ થકી લાગોછો સારા, હું વેચાઉ તમ હાથ, કા૦ ૧
તન મનમાં રહુ સાજી તાજી રાજી દેખુ રાજરે.

જો કદી જાણું કાંઇ કુરાજી.
કુભ્યાં દરીએ આઝ કા૦ ૨
માત પીતાએ મોટી કરીને હેતે સોંપ્યો હાથરે;
સુખ આપો કે દુઃખ આપો, તમે છો મસ્તકના નાથ;
કામણ મંત્ર કરી. ૩
ગુણ સાગર ગંભીરછોસ્વામી. હું આગુણભરી આજરે
પોતાની ગણી પ્રેમ નીભાવે બાંહે ગ્રહ્યાની લાજ,
કામણ મંત્ર કરી. ૪
સ્નેહ તમારો જોઇને સ્વામી, જામી મીલત જેમરે,
ખુબ ખુશી થઇ ન રહી ખામી, પામી પુરણ પેમ;
કામણ મત્ર કરી. ૫
ભલું કરયું ભગવંતે મારો સફલ કરયો અવતારરે,
મેહેર કરી મન ગમતો આપ્યો તમ સરખો ભરથાર;
કામણ મંત્ર કરી. ૬
સગાં સરવ તમ સારૂ તજીયાં તજીયા સઇયર સંગરે;
દોસ્તી સરવની દુર કરી, હું રાચી તમારે રંગ;
કામણ મત્ર કરી. ૭
આભ ઉંચોને નીચે અવની, અવર નથી આધારરે;
આશા રાખુ એક તમારી, છો સુખના દાતાર;
કામણ મંત્ર કરી. ૮
જો સુંદરીને રીઝે સ્વામી, તો શોભે શણગારરે,
નહીતો તે સણગાર શરવ છે, આગ્ય તણ અંગાર,
કામણ મંત્ર કરી. ૯
દુનીયામાં નર તમને દેખુ, બીજા લાખ ફકીરરે;
તુચ્છ ગણુંછું તે સઘળાને;

હોય અમીર વજીર કામણ મંત્ર કરી. ૧૦
જળ જંતુને જળ સંગાથે, જેવી પુરણ પ્રીતરે;
પલક પડે જો દુર તરફડે,
એજ અમારી રીત, કામણ મંત્ર કરી, ૧૧
પાર ન લે પ્રીતે પરણાવતાં, સ્થી બેશી એક ઠાસરે
રાત દીવશ કવીતા રચના જો,
રચશે દલપતરામ કામણ મંત્ર કરી.

ગરબી ૨૫

રામચંદ્રજીને સીતાનાં કાગળોનાં પેજ

મામેરૂ મોંઘા મુલ્યનું એ રાગ.

સ્વસ્ત શ્રી પુરી લંકા સોહામણી,
જ્યા રાજે છે જનક કુમારી, પ્રીતમ લખે પ્યારીને,
રહો અખંડ એવાતન તમ તણું,
એવી આશીશ વાંચો અમારી
પ્રીતમ લખે પ્યારીને
ગોરી દઈવના જોગ જુદા પડ્યા,
પણ પ્રાણ મારા તમ પાસ,
પ્રીતમ લખે પ્યારીને. ૧
બેસુ બાગ બગીચે કે બંગલે, રહુ તમ વિના અધાર ઉદાશ
પ્રીતમ લખે૦ ૨
તારો સ્નેહ ઘડી ઘડી સાંભરે, તારો ભાવ ભુલ્યો કેમ જાય
પ્રીતમ લખે૦ ૩
મારે અરથે તમે બાળાપણ થકી, તજ્યો સઘળો પીયર
પરીવાર; પ્રીતમ લખે૦ ૪
તારી નમ્રતા અમ્રતથી ગળી, વળી શોભીતો શાંત સ્વભાવ;

પ્રીતમ લખે ૫
જેથી મનનો ઉદાશી તુરત મટે, તારા બાલનો એવો બનાવ
પ્રીતમ લખે ૬
ઓરાંદ બણ્ વાસ્ર કેમ વિસરે, કેમ વીસરે વીલાપ ભ
ર્યાં વેણ, પ્રીતમ લખે ૭
હેત વસ્તુ વદન તારૂ વિનતા, મારાં નીરખવા તલખે છે
નેણ પ્રીતમ લખે ૮
દીતથી તુજ વિના દીલમાં ગોઠે નહી, પીવું પાણી ડુ
જમવું અનાજ પ્રીતમ લખે ૯
રાતે રોઇને આંખ્યો રાતી થઇ, લોક પુછે તો આવે છે
લાજ, પ્રીતમ લખે ૧૦
ગોરી મનમાં ધીરજ ધરી રાખવી; કાલે ભાગશે ભવના
વીજોગ પ્રીતમ લખે ૧૧
જેથી રીઝે આપણા જગપતી, એવો અહુનીશ કરવો ઉ
દ્યામ પ્રીતમ લખે ૧૨
જે જે વ્રધ પાડોશીયો શુધ છે, તેને પ્રીતથી કેહેજો પ્રણામ
પ્રીતમ લખે ૧૩
ચીલીક્ષણ મારા મીત્ર પવિત્રને, કેહેજો જરૂરતું હોયજો કામ
પ્રીતમ લખે ૧૪
જોઇતી વસ્તુ જરૂર મંગાવજો, કશી વાતે મુઝાશો ન મન
પ્રીતમ લખે ૧૫
કાલે દેખીશુ દીવસ આનંદના, જાશે વીસરી આ દુખના
ર્યા દન; પ્રીતમ લખે ૧૬
જે જે પ્યારી તમારી સાહેલીયો, તેને પણ મારો કેહેજો
જુહાર; પ્રીતમ લખે ૧૭

સાસુ સસરાની આશીશ સુંદરી, મળશે ભામનીને ભરથાર
પ્રીતમ લખે૦ ૧૯
વધે સ્નેહને સપ સુજન સાથે. તેવી તન મન રાખજો
ટેવ; પ્રીતમ લખે૦ ૧૯
અમે થોડી અવધે આવશુ, એમ દલપતરામનો કેલ
પ્રીતમ લખે૦

ગરબી ૨૬

સીતાજીના કાગળનું ધોળ

રાગ ઉપર પ્રમાણે

સ્વસ્તે શ્રી સંસ્થાન શોહામણું, જ્યાં રાજે સદા રઘુનાથ
કાગળ લખે કામની૦ ૧
લખે લંકા થકી શીતા સુંદરી, હેતે વદ જોડી જોડ હાથ,
કાગળ લખે કામની૦ ૨
પત્ર આવ્યો તમારો પ્રીતે ભરયો, વાલા વાંચી થયો વીસ
રામ; કાગળ લખે કામની૦ ૩
પાણ જીવણ તમથી જુદાં પડે, ઘણા દીવશ થયા ઘન
સ્યામ; કાગળ લખે કામની૦ ૪
માટે મન મળવાને અકળાય છે, ઘડી એક તે જુગ જે
વી જાય; કાગળ લખે કામની૦ ૫
મારા નેણના નીરથી નાથજી, સુતાં રજનીમાં સેજ ભિ
જાય; કાગળ લખે કામની૦ ૬
ઘેર ચાલો હવે ધણી થઇ, નહીતો જીવડો જાશે જરૂર;
કાગળ લખે કામની૦ ૭
દવે પાંખો આપી હોય પીંડમાં; ઉડી આવું દેશાવર દુર
કાગળ લખે કામની૦ ૮

વાલા નીત્ય નવી વારતા વાંચીએ, જેથી પામીએ પુરો પ્રમોદ; કાગળ લ૦ ૯

ચતુરાઈનાં ચોપાટ હું ચાળવું, આવો વિદ્યાનો કરીએ વિનોદ, કાગળ લખે કામની૦ ૧૦

ત્રાંબા કુંડી ઉંડી રૂડી આપતી, ભાવે ભરૂં મહી નીરમળાં નીર; કાગળ લ૦ ૧૧

બેસો બાજોઠે ચહુડી મારા ચોકમાં સ્વામી નવરાવું ચોળી શરીર; કાગળ લ૦ ૧૨

કરૂં સરસ રસોઇ રૂડી રીતથી, પ્રીતે પીરશી બેસુ હું પાસ કાગળ લખે કામની૦ ૧૩

એવા દિવસ તે કયારે દેખાડશો, કયારે અંતરની પુરશો આશ; કાગળ લખે કામની૦ ૧૪

સ્વામી તમ વિના પીયરને સાસરૂ, સુનો લાગે છે સઘળો સંસાર; કાગળ લખે કામની૦ ૧૫

મારા માંથાથી મુઘા પ્રભુ તમે; મારા આત્માના છો આધાર કાગળ લ૦ ૧૬

આવે પરવના દીન સુખ સરવને; હું તો શોક ઉદાશી સદાય કાગળ લ૦ ૧૭

ગાજે મેઘ ને દમકે દામની, આખી જામની જંપ ન થાય; કાગળ લ૦ ૧૮

હું તો સુની દેખું સુખ સેજડી, ખાલી મંદીર ખાવાને ધાય કાગળ લખે કામની૦ ૧૯

ભરી વસ્તી ઉજડ જેવી ભાસે છે, એક તમ વિના ત્રિભુવન રાય; કાગળ લ૦ ૨૦

વાલા હું તમને કેમ વીસરી, કેમ વિસાર્યું દાદાનું વતન

કાગળ લખે કામનીં૦ ૨૧

પત્ર વાંચીને વેહેલા પધારજો, સ્વામી શરીરના કરજો જતન. કાગળ લ૦ ૨૨

કોઈરે દુનીયાં દેખીને દુખ પામતા, તેવી નાથ તમારી છે ટેવ કાગળ લ૦ ૨૩

આવે અવસરે કેમ કઠણ થયા, તમે દલપતરામના દેવ; કાગળ લખે કામનીં૦ ૨૪

અરબી ૨૭

ધોળ.

જ્યારે રામચંદ્રજી તથા લક્ષમણ વનવાસ ચાલ્યા ત્યારે શીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ તેસમે રામચંદ્રજીએ કહ્યું કે તમે પીયર જાઓ તે સમેનું ધોળ.

"મામેરૂ મોંઘા મુલનું એ રાગનું છે" પણ દાઢ જાસ્તી છે.

રામ લક્ષમણ વનમાં સીધાવતા, સતી શીતાને આવતા સાથ કહે સ્વું નાથ પધારો પીયર ભણી. ૧

નહીના આંહી રહો સસરાના રાજમાં, હેતે હળી મળી સર્વ સુ સંઘાથ પધારો પીયર ભણી. ૨

અમે વસ્તીમાં નહી પશીએ વીનતા, અમે કરશું જઈ વનવાસ; તમે પામો ત્રાસ. પધારો પીયર ભણી. ૩

સાથે રથ કે ઘોડું નહી રાખીએ; નહી રાખીએ દાશ દાસ; કોઈ અમ પાસ પધારો પીયર ભણી. ૪

તમે કોશનો પંથ કીધો નથી, ચરણે ચાલતાથી પામો થાક લીટી ખેંચો નાક, પધારો પીયર ભણી. ૫

અમે વનફળ ખઈ ખુશીમાં રહીશું. કોઈ દિવસતો કેવળ શાક, વીના લુણ પાક, પધારો પીયર ભણી. ૬

વનમાં નથી મંદીર નથી માળીયાં, નથી પોઢવા કાજપલંગ
રંગીત નવ રંગ. પધારો પીયર ભણી. ૭
કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરે ખુચે અંગ; એ
માં શો ઉમંગ, પધારો પીયર ભણી, ૮
વનમાં હીરનાં ચીર તો નહી મળે, વનમાં નહી મળે ફૂર
તાં ફુલેલ, કે તેલ ધુપેલ, પધારો પીયર ભણી, ૯
વનમાં નહી મળે શાણી શાહેલિયો, કરશું કે સંગે ખાંતેથી
ખેલ, ઉમંગ ભરેલ પધારો પીયર ભણી. ૧૦
વનમાં ઘાતકી રેહે છે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે છે બહુ ચો
ર, જેનું ઘણું જોર; પધારો પીયર ભણી. ૧૧
વનમાં વાઘ વરૂને વાંદર જેવા, ઘણા વિચરે જનાવર ઘોર
બચે નહી ચોર; પધારો પીયર ભણી. ૧૨
ઉનાળુ કાળે વાસે ઉના વાયરા, એવું દખીને થાશો ઉદાશ
જ્યારે જેઠ માસ, પધારો પીયર ભણી. ૧૩
વરસે મેઘને ઝબકે વીજળી, તવે ટાણુંનો તરૂ તળે વાસ નહી
છત્ર પાસ. પધારો પીયર ભણી. ૧૪
મોટા પરવત દખીને માનની, તમે નજરે જોયા નહી જાય;
દીઠે ખાવા ધાય. પધારો પીયર ભણી. ૧૫
તમે રાજ્ય કન્યા કાયા કોમળી; વનવાસનાં દુખ ન વેઠાય.
કાયા કરમાય, પધારો પીયર ભણી, ૧૬
ઘરમાં અંધારૂં દખી ડગો ઘણાં. નથી નીસરયાં કદી ઘર બા
ર છો નાજુક નાર, પધારો પીયર ભણી, ૧૭
તમે બાળક વય વર્ષ સોળનાં. નથી સંકટ વેઠયાં લગાર
તમે કોઇ વાર; પધારો પીયર ભણી. ૧૮
પરણી આવીને પીયર ગયાં નથી, તમને મળવાને ઇચ્છેછે

માય, ચંપે ચીત ચાય પધારો પીયર ભણી. ૧૯
રાજા જનકજી તમને જપે ઘણા, તેના સંદેશા આવે સદાય, નેડાં પાછાં જાય, પધારો પીયર ભણી. ૨૦
ભાત ભાતનાં ભેજન ભાવતાં, તમને મેકલશે મહીપાળ પુરાવીને થાળ; પધારો પીયર ભણી. ૨૧
અમે અવધે ફરીને જ્યારે આવશુ, સ્નેહ લેશું તમારી સભાળ; ત્યારે તત કાળ; પધારો પીયર ભણી. ૨
રૂડી મીથીલાપુરી મન માનતી, તેમાં પામશો પરમ વીરામ છે બાપનુ ગામ; પધારો પીયર ભણી. ૨૩
ગોરી તમને ગમેતેમ હું કરૂ, એમ દલપતરામનો શામ, કહે રાજારામ; પધારો પીયર ભણી. ૨૪

ગરબી ૨૮

સીતાજીના જવાબનું મેળ.

રાગ ઉપર પ્રમાણે.

એવું સાંભળીને શીતાજી કહે, સુણો સુંદર સ્યામ તું જાણ, પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી.
જુદા પડવાની વાત વાહાલા કહો, તેતો બોલ લાગે
તીખા બાણ, રઘુ કુળ ભાણ, સાથે રા૦
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂ, તમથી વેગળી તે
પરદેશ, હું જાઉં હમેશ સાથે રા૦ ૨
તમે જોગીનો વેશ જો ધારશો, તો હુ જોગણનો ધરૂ
વેશ, જટા કરૂ કેશ, સાથે રા૦ ૩
સ્વામી તમેરે સુખી તો સુખ માહરે, તમે દુખમાં તો
દુખ માહારે દેહ, એમાં શો સંદેહ; સાથે૦ ૪
જો કોઇ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર બળ્યો

ધીક એહ, તુવા જેવી તેહ, સાથે૦ ૫
સ્વામી તમ વિના મંદીરને માળીયાં, ભાસેપરવત મો
હોટા સમાન, વસ્તી તો વેરાન સાથે૦ ૬
માહા વનમાં ભરી વસ્તી ભાસસે, જ્યારે સ્વામી દરશ
ન દાન, કૃપાના નિશાન; સાથે૦ ૭
સાસુ સસરાને માત પીતા સહુ, ભલે જીવો કરો રૂડા
રાજ મને માહારાજ, સાથે૦ ૮
સ્વામી શું કરૂ ભાઇ ભોજાઇને, સ્વામી શું કરૂં સઇ
યર સમાન, કેનું નથી કાજ, સાથે૦ ૯
સાચુ સગપણ જગમાં સ્વામી તણુ. બીજો સ્વારથી
સઘળો સસાર, કુટંબ પરીવાર સાથે૦ ૧૦
મારા લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો
લોનાર કે એકે આધાર, સાથે૦ ૧૧
કાયા પ્રાણ થકી જો જુદી રહે, તો હું તમથી જુદી
પડુ છેક; રહુ તજી ટેક, સાથે૦ ૧૨
એ કોઇ જળથી જુદી પાડી માંછલી, રાખે દુધમાં ક
રી વિવેક, જીવે પળ એક, સાથે૦ ૧૩
તમે સુખના સાગર રહો વેગળા, પછે શું કરૂ રાજને
પાટ; હવેલીના ઠાઠ, સાથે૦ ૧૪
મને હીરના ચીર ગમે નહી, મને ન ગમે ઘરણાના
ઘાટ, મટાડો ઉચાટ; સાથે૦ ૧૫
હું તો તમને દીઠે થાઉ દુખતી, અણ દીઠે તો આંખ
ળી ભીંત, જનમની એ રીત; સાથે૦ ૧૬
મેં તો સ્નેહ તોડી સરવ લોકથી, બાંધી તમ સંગે પુ
રણ પ્રીત, ચોરાયું છે ચીત, સાથે૦ ૧૭

જમવું તમથી જીવન જુદાં પડી,હોય વિઘ્ન વિધનાં પ
કવાન, તે વિખનાં નિશાન સાથે૦ ૧૮
કરીએ ભોજન સમ સાથે ભાવતાં, હોય કેવળ શાક કે
પાન, તે મેવા સમાન, સાથે૦ ૧૯
સ્વામી તડકાને તાપ વઇશાખના, તેતો જાણીશ ચંદ્ર
પ્રકાશ, રહે તમ પાસ સાથે૦ ૨૦
મુજને મેલી જો પંથ પધારશો, આવી મળવાની ન
ધરશો આશ, નકી પામું નાશ. સાથે૦ ૨૧
કરવી વાત ઢળી પડી ધણીએ, નારી જાનકી થઇ ની
રાશ. કહે લેતી સ્વાસ સાથે૦ ૨૨
દયા કરી દેવ દલપત રામને, શતી શીતાને દેખી ઉ
દાસ; જતાં વન વાસ. સાથે૦ ૨૩

ગરબી ૨૯

સુધરેલી સ્ત્રી વિશે.

"શેઠ સગળશા સાધુને છવે." એ રાગનું છે.

જેને સુધરેલી નારીરે, સદા સુખી તે સંસારી. ટેક
નીરમળ નમાણાં દીસે નીરતર. નેહ ભરેલાં નેણ,
મનને હરે એવાં મુખથી ખરંતાં, વાણીન લઇએ વેણ; જે
સ્વામીના ચીતમાં શોક કે ચિંતા, જો જાણે લવલેશ;
હેતે હસાવીને હિંમત આપે, કાપે સઘળો કલેશ. જેને.
પુછીને જોતાં પધારા પતિની, કો મરજી ન જણાય;
પરઘેર તો શાનું પગલુંજ માંડે, પીયર પણ નવ જાય;જે
વરજીના મનની મરજી પ્રમાણે, કામ સદા કરનાર;
સુંદરી એ ભાગ્યશાળીના સારૂ, સરજી સરજન હાર, જેને
સુપનામાં કદી કોઇની સામે દૃષ્ટી કરે નહી તેહ;

મેલ વિનાનું મન પણ નિરમળ, નિરમળ દીસે દેહ. જેને
આપે પ્રભુ એવો વઇભવ પામી, પામે પુરો સંતોષ;
સંકટમાં પણ સ્વામીની સાથે રીસ ન રાખે રોશ. જેને.
ગામમાં હોય ગરીબ પોતાથી; તેનું જુવે સુખ તોલ;
દોલતવાળાની દોલત દેખી, બોલે ન હલકા બોલ. જેને.
સ્વામાનો શુદ્ધ સ્વભાવ ગમે, મન રાચે સ્વામીને રૂપ.
પર પતીને તો પથર જેવા જાણે; હોય જો ભારે ભુપ; જેને.
સાંભળે શબ્દ શીખામણના તે. જીવમાં ચોટી જાય;
દુરગુણ દેખીને દુરથી નાસે. સદગુણ શીખે સદાય, જેને
આળસ ઉંઘ અતીશે ન દીસે; દીસે ઉદ્યોગી આપ,
ગંદગી તો જેને દીઠી ન ગમે, ન ગમે નઠારો સંગ. જેને
સ્નેહ વધારેને શોક ઘટાડે, લોકમાં પામે લાજ;
એવી મળે જો આ દુનીયામાં, સ્વર્ગ ઇચ્છે શા કાજ, જેને.
પુરણ પુન્યથી પુરૂષ પામે; નઉતમ એવી નાર;
દલપતરામ કહે દુનીયાંમાં, ધન એનો અવતાર. જેને.

ગરબી ૩૦

વેહેમ તજવા વિશેની

જે કોઇ અંબીકાજી માતને આરાધશેરે લોલ, એ રાગ
સુણો શીખવા વિવેક એક વાતડીરે લોલ,
છુટે મુરખપણું છેક ખુલે છાતડીરે લોલ. ૧
ગુંથ્યા ગુણ ભરેલા ગ્રંથ ભણો ભાવથીરે લોલ.
પામો સ્ત્રી શતીનાં પદ એ પ્રભાવથીરે લોલ. ૨
તજો વેહેમ ભરી વાત વેહેમીએ કહીરે લોલ;
ભુત પ્રેતને પીશાચ સાચ છે નહીરે લોલ. ૩
દોરા ચીઠી મંત્ર જંત્ર જુઠા જો ગુણજોરે લોલ;

આશા ટુચકાની તંત્રમાં ન આણજોરે લોલ. ૪

દેતા દામ કરે કામ દેવ દેવીઓરે લોલ;
ફેરે ઠામ ઠામ વાત એવીઓરે લોલ. ૫

ફરી મેષ વરષ કુંભ ઠગે જોશીઓરે લોલ.
જુડા ઉજાણીને દંભ ઠગે ડોશીઓરે લોલ. ૬

કઈક પુત્ર પુત્રી કાજ ખતા ખાય છેરે લોલ;
તજી લાજ જોગી રાજ પાસે જાય છેરે લોલ.

વશી કરણ વાતથી લુંટાય છેરે લોલ;
ભોળી ભામનીઓની જાત તે ઠગાય છેરે લોલ. ૮

ખરૂં માનીને ખચીત ચીત ચેતજોરે લોલ;
ધરો ગાવા હાવાં ગીત હઈએ હેતજોરે લોલ. ૯

જજો ભુલ્યા ભરયા ભર્મ મર્મ જાણશોરે લોલ; ૧૦
પાળવા પવિત્ર ધર્મ ઇચ્છા આણશોરે લોલ.

શુભ કાજ વળી આજ પામો લાજનેરે લોલ. ૧૧
તજો તુચ્છ જેવી ટેવ અડમેરતારે લોલ;
રીજે દીલપતરામનો દેવ દેવતારે લોલ. ૧૨

કરોધ વિશે પદ ૩૧.

નાથ કેસે ગજકો બંધ છોડાયો, એ રાગનું.

કોઈપર કરોધ નકરસો કદાપી, અતી કરોધછે પુરણ પાપી
કોઈપર કરોધ નકરશો. (ટેક)

કરોધ કુબોધ અતી ઉપજાવે, સદા સુબોધને કાપી;
વાહાલા માંહી વિરોધ વધારે, શોધ સમુળો ઉથાપી. કો૦ ૧
સત્ય અસત્ય કશુ ન વિચારે, જ્યારે રીસ રહે વ્યાપી;
મુખનું વચન ફેરી મુખમાં ના પેસે, છાપ ટળે છાપી
કોઈ પર૦ ૨

આપની સઘળીએ વિસરી સુમતીયા, ક્રોધ કુમતી જેને
આપી;નહીકરવાનાં કામ કરી નર,રાયાછે વનમાંવિલાપી
કોઇ ૫૨૦ ૩
ક્રોધ કરી ફરી ફરી પસ્તાયા, જે હતા તે મોઢ પ્રતાપી
દલપતરામ કહે દુનિયામાં,ખ્યાત છે વાત સઘાપી. કો૦ ૪

ગીત ૩૨.

છઇએ ખોળામાં ઘાલી ખીચડી, છઇએ ઘેર ઘેર
માગી દીકરી એ રાગનુ

જ્યારે સીતાજી પરણીને ઉઠયાં ત્યારે પોતાની બેહેનપ
ણીને પોતાના હરખની જે વાત કહી તે વિશેનુ ગીત

ઉઠયાં પરણીને જે સમે જાનકી,
વધ્યો હઇડામાં હરખ વિવા થકી. ૧
મળી શાણી સાહેલીને સુંદરી,
બોલી બોલ અતોલ ખુશી ભરી. ૨
સખી સાંભળ કહુ એરે વાતડી;
મારી આજ શીતળ થઇ છાતડી. ૩
મારો હરીવરે હાથ ઝાલીયો;
મને અખંડ ચુડો એને આલીયો. ૪
વર પામી સુંદર વર વીઠલો;
મેં તો કાને સુણ્યો તેતો દીઠલો. ૫
મને પળ ન ગમે હવે પીયરમાં;
મારૂં મન મોહ્યુ શામ શરીરમાં. ૬
ઘર મળીયો મને છેલ વાંકડો;
હવે શીદને ન રાખીએ આંકડો. ૭
વર પામી હુ તો વરણાગયો,

મેતો ભવે ભવ એ વર માગીયો. ૮
મને મનગમતું મળું સાસરૂ;
હવે કેમ ધડક મનમાં ધરૂં ૯
મારી એ સાગે જેણે સગાઇ કરી;
એને આસીશ આપું ફરી ફરી. ૧૦.
ગુરૂને શીશ નામુ લળી લળી;
મને પરણાવી એ વરને વળી. ૧૧
હવે મન ગમતાં સુખ માનીએ;
કેમ કેઇની શરત દીન આણીએ. ૧૨
મારે કસર ન રહી કાઇ વાતની;
મને મળ્યા હરી માત તાતની, ૧૩
મને માનીતા કરી હરી થાપશે;
હું તો જે જે માગીશ તે તો આપશે, ૧૪
મારે નીસરી ખાણ્ય એ કરમની,
વાત મુખ્ય ન જાણે એ મરમની; ૧૫
પુન્ય પુરવ મેં કીધા હશે ઘણાં,
તેણે પામી ચરણ પીઉજી તણાં. ૧૬
વરત દાન કરે જેને કારણે.
તેને પામી હું તો સુતી પારણે; ૧૭
હું તો કાશી કેદારમાં નવ ફરી.
હું તો ઘેર બેઠા એ વરને વરી. ૧૮
હવે સગા સંબંધીને શું કરૂં,
હું તો સુંદર વરની સાથે ફરૂં; ૧૯
મન માન્યુ છે દસરથ લાલમાં,
વર લખ્યા સુંદર મારા ભાલમાં; ૨૦

ભુલી દુરમતી ગુરગુણી દેવને.
પરણી દલપતરામના દેવને. ૨૧

રૂસણું તોડવા વીશેનું;

હું ઇશ્વરને પુજવાનાસરીરે લોલ;
આંખા કંકાવટી વીસરીરે લોલ. એરાગ.
કહું તે સખી કોઇને કહીશમારે લોલ.
કાલે રહ્યાતા કંથ રીસમાંરે લોલ. ૧
એક બોલ ન આવ્યો મારા ઉચારમાંરે લોલ.
તે ઘડીએ હું પડીવીચારમાંરે લોલ. ૨
શાને માટે રીસાયો જાણો સાસુનોરે લોલ,
આંખે પ્રવાહ વહે આંસુનોરે લોલ. ૩
ખાન પાનને ભુલી હું ગીત ગાનનેરે લોલ.
ભુલી શરીર કેરા ભાનનેરે લોલ. ૪
દીઠે દુઃખ થાય શુળ તો શરીરમાંરે લોલ,
હેત ગયું ટુટી હીર ચીરમાંરે લોલ, ૫
મને શુળી સમાન લાગ્યું સાસરૂરે લોલ.
સુજે નહી જે હવે શું કરૂરે લોલ; ૬
ચડયો ચાંદો અકાશે ભલા ભાગ્યનોરે લોલ.
ભડકો ઉઠયો તે જાણું આગનોરે લોલ. ૭
મેના પોપટ બાલે મુખ મીઠડાંરે લોલ.
દુઃખમાં મે શત્રુ જેવાં દીઠડાંરે લોલ. ૮
ભાસે વાડી તો ભંયકારથીરે લોલ.
આંખ્યોના પાટા જેવી આરસીરે લોલ. ૯
હું તો જઇ બેઠી દીવા આગળેરે લોલ,
કાંઇક પડે નજર ત્યાં કાગળેરે લોલ. ૧૦

ક્રિયા શોધતો અગ્નિબોધનુ ચોપાનીયુરે લોલ.
વાંચવા તે સારૂ મન માનીયુરે લોલ' ૧૧
ગરબી રૂપાળું તોડવાની રૂડા રાગનીરે લોલ.
ભાળી રૂપાળી છેલ્લા ભાગમાંરે લોલ. ૧૨
લઈને ગાવા લાગી હું જીભે જે ઘડીરે લોલ;
ત્યાંથી ઉઠીને આવ્યા તે ઘડીરે લોલ. ૧૩
હેત આણી વખાણી વાણી બોલીયારે લોલ;
દીલમાં હેરખીને ઘણું ડોલીયારે લોલ. ૧૪
જાણું ધનરે ઘડીને ધન રાતડીરે લોલ;
છુટ્યો ક્લેશ ઠરી છાતડીરે લોલ. ૧૫
ભલે આવ્યો આકાશ ચડી ચંદતુરે લોલ;
આપે છે આજતો આનંદ તુરે લોલ. ૧૬
એમ સ્ત્રી બોધથી બોધ ઉપજ્યોરે લોલ;
ભાઇરે કવિતાહારૂ ભલું થજોરે લોલ. ૧૭
ગરબી સાંભળીને રાખશે જે રૂશાણુરે લોલ;
પાપ તેના માંપે પ્રથ્વી તણુરે લોલ. ૧૮
બેમાં બુદ્ધિ વિષેશવાળું જે હશેરે લોલ;
તુરત તે અબોલા તજી બોલસેરે લોલ. ૧૯
વીતી વાર તે લગાર નાવે વળીરે લોલ
સંપે વસો સદા સાંભળીનેરે લોલ. ૨૦
નથી વસવું મળીને વરસ સો બસેરે લોલ;
પંખીના માળાની પેઠ તે થશેરે લોલ. ૨૧
નહી કયારે ક્લેશ લેશ કીજીએરે લોલ;
પ્યારથી પ્રેમરસ પીજીએરે લોલ. ૨૨
માહારાજા ધીરાજ તેથી રીજશેરે લોલ;

નહીતો ખોટે ખરા તે ખીનશોરે લોલ. ૨૩
રૂદ રાખો રૂડા દલપતરામનારે લોલ;
કાઢી પકારે કેણુ કામનારે લોલ. ૨૪

ગરબો ૪૦

ઉદેપુરના રાણાનો કેફ કરવા વિશે.

થાય છે કેફ કીધાથી દુખ કહું તે કેટલુંરે લોલ.
ઘણું જાય સઘળું સુખ જગતમાં જેટલુંરે લોલ;
મરવુ મોત વિનાનું થાય કે, કેફ કીધા થકારે લોલ.
બાઈરે જગમાં લજયા જાય, તમે જાણો નક્કીરે લોલ;
વળી એક કહુછું તેની વાત, સુણી વિચારજોરે લોલ.
હેત ધરીને દીન રાત, હૈયામાં ધારજોરે લોલ;
જેથી દુખ થયું એકવાર, તો દુર સમજી થશેરે લોલ
ગયા દીન ખાએ માર કે, તોએ ત્યાં જશેરે લોલ;
છે એક મોટું ઉદેપુર ગામ કે, મારૂ દેશમાંરે લોલ.
રાણો રાજ કરે તે ઠામ કે, બાળે વેશમાંરે લોલ;
કેફ કીધાનો નિત્ય સ્વભાવ, કુંવરજીને ઘણોરે લોલ.
નારી પાંચ તણો એ નાવ રૂડો રળીઆમણોરે લોલ
એક દીન કેફ કીધો ભુપાળ મળીને મંડળીરે લોલ.
ચડતે રંગ મેહાલને માળ, પડયો ધરણી ઢળીરે લોલ
તેના પડતે છુટયા પ્રાણ ઘણી માઠી થઈરે લોલ.
જ્યારે થયું પુરજનને જાણ, કે ધીરજ નવ રહીરે લોલ
વરત્યો પુરમાં હાહા કાર, રૂવે નર નારીઓરે લોલ
કેફને બહુ કીધો ધિક્કાર, જેણે નર મારીયોરે લોલ.
જગમાં બહુ ખપનો નર જેહ, વિના મોતે મુવોરે લોલ
કેફ કીધાના છે ફળ એહ, વિચારીને જુઓરે લોલ.

સાણો ગુણ રતનાં તુલ, જેણે મરવા સમેરે લોલ;
કીધું કેફ અમારે કુળ, કદી ન કરો તમેરે લોલ.
એ આસરથી તે દીન આજ, ઉદેપુર માંહીએરે લોલ.
મદીરા કેફ તજે માહારાજ, કદી પાણ નવ પીએરે લોલ
જગમાં જે નર ચતુરસુજાણ, સુણી વિચારશેરે લોલ.
અકલ હીણા પુરૂષ અજાણ, સુણી વિસારસેરે લોલ
જે જન જે લજ્યા આનાર, કે કેફ કરે સહીરે લોલ;
તે જણનારીને ફીટકાર, પથર જાઓ નહીરે લોલ,
કપડાં પેરના આવત કામ, ભલા ઉપકારમાંરે લોલ;
હાલું કીધું જીવત હરામ, કરો નહી સારમાંરે લોલ.
એવો કોણ અભાગી હોય કે, મુખ કાળુ કરેરે લોલ;
છોડી ઘી સાકર રસ કોઇ, અમલ મુખમાં ધરેરે લોલ
એ છે હલકા જનનુ કામ, જેને લજ્યા નહીરે લોલ;
ઊચો વરણ ન લેવે નામ, મદીરાનુ કહીરે લોલ.
ફીટરે નર કરનારા કેફ, કે નફટ તું થયોરે લોલ;
જગમાં તુંથી સારો બેલ, કે તાણે ગાડીયોરે લોલ.
કેફ કીધાની સાથે રોગ, સચેત શરીરમાંરે લોલ;
ફરી નહી આવે એવો જોગ, અંતર પીડમાંરે લોલ.
શિક્ષા સહુ કોઇ ધરજો કાન, દલપતરામનીરે લોલ;
જે હોય જગમાં પુરૂષ સુજાણ, તેના કામનીરે લોલ.

## પ્રભાતીયું

ઉઠની ઉઠની ઉઠની દીકરી;
કાં ધરે આશા નારા માંહી;
એમ વાણી વદી પુત્રીની માત કહે,
ઉઠરે ઉઠરે ઉઠ ડાહી.

કાળ પડી જાય છે દંત ધાવણુ તણો,
થાય છે દુખ પ્રગટ સુઇ રહેતાં;
દંત ધાવન કરી સ્નાન કર ચપળથી,
ભજ પછી ઇષ્ટ તાન સેહેતાં.
કર જરા હાજરી ઉદરની રૂચી થકી,
કર પછી પાઠ તાહારો;
પાઠ કર ચીત્ત દઇ, તજ રમત સ્વસ્તઇ,થ
જન્મના જન્મનો જાય મારે;
જે ભલી બેહેનીયો એમ નામ આચરો,
તે બને એષ્ટ સઉ સુજ્ઞ સાથે;
જે રમે રમતમે તે ભમે ભ્રમ ઞમે,
તેને અંત્ય આવકાશમે દુખ માંથે.
દાસ મોહન કહે જ્ઞાન ત્યાં દુખ નહી,
એમ સત સુચના જાણુ પ્યારી;
જા હવે ગુરૂ કને સમજ કાંઇ વાતને,
ચપળ ચીત રાખજે બેહેન મારી.

સમાપ્ત.